૪૦૧૩

# हिंदुस्ताननी भूगोळविद्या.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

ગોવિંદજી લક્ષ્મીરામ દ્વીવેદી.

બાળાની. સ. ગુ. નિ. મેહેતાજી.

રેહવાશી વઢવાણ કાઠિયાવાડ.

આવૃત્ત ત્રીજી.



અમદાવાદમાં.

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જનરલ એજન્સી કંપની (લીમીટેડ)ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સને ૧૮૮૯. માહે એપ્રીલ.



કિમ્મત ત્રણ આના.

# અર્પણ પત્રિકા.

નેક નામદાર ગોથાળાના પતિપાળ

ખુદાવિંદ ઠાકોર સાહેબ બહાદુર

કુસળસિંહજી લઘુબાની પવીત્ર સે-

વામાં

મુ૦ ગુંદીઆળા.

આપ અતિશ્રમ લેઈ સદ્‌વિદ્યાને પ્રફુલિત સ્થિ-
તિમાં લાવવા ખંત ધરાવોછો તેમજ બીજાં પણ
લોક સમુહનાં કલ્યાણાર્થે અનેક પરોપકારી કામો
કરોછો તેમ છતાં આપનો ઉદ્દાર ને દ્રઢ સ્વભાવ
વિદ્વતા અને મારા ઉપરની પ્રેમ પૂર્વક નિઃસ્વાર્થી
કૃપાના પ્રવાહમાં તલ્લિન થઈ આ લઘુ પુસ્તક
ઘણીજ નમ્રતાથી આપને અર્પણ કરૂંછું. તે
માન્ય કરશોજી.

લી. હું. છું.

**ગોવીંદજી વિ. લક્ષ્મીરામ દવે**

મેહેતાજી—બાળા

# ગોવિંદજી કૃત.

# હિંદુસ્તાનની ભૂગોળ વિદ્યા.

## ભૂગોળની અંદર આવેલા કેટલાએક શબ્દોનો ખુલાસો.

૧ બે મોટા જમીનના ભાગને જે નાનો જમીનનો ભાગ સાંધે તેને સંયોગીભૂમિ; અને બે મોટા પાણીના ભાગને જે નાનો પાણીનો ભાગ સાંધે તેને સામુદ્રધુની કહે છે.

૨ ચારે તરફ પાણીને વચ્ચે જમીન હોય તેને બેટ; અને ચારે તરફ જમીનને વચમાં પાણી હોય તેને સરોવર કહેછે.

૩ જમીનની અણી લાંબી થઈ સમુદ્રમાં ગઈ હોય તેને ભૂશિર; અને સમુદ્રની અણી લાંબી થઈને જમીનમાં ગઈ હોય તેને અખાત કહેછે.

૪ જે મુલક દરિઆની સપાટીથી ઊંચો હોય તેને ઉંચ પ્રદેશ; ને નીચો હોય તેને નીચ પ્રદેશ કહેછે.

૫ જ્યાં નદી મળે ત્યાં મૂખ; ને જે ઠેકાણેથી નીકળે ત્યાં નદીનું મૂળ કહેવાયછે.

૬ અખાતને ઉપસાગરમાં ફેર એટલોજ કે અખાતનું મોઢું સાંકડું હોયછે. ને ઉપસાગરનું મોઢું પહોળું હોયછે.

૭ જે ઊંચી જગ્યાએથી જૂદી જૂદી દિશામાં પાણી વહે તેને જળાશય કહેછે.

૮ બે નદી (પાણી) વચ્ચેના દેશને દુઆબ કહેછે.

૯ ડેલ્ટા એ ગ્રીક ભાષાનો શબ્દ છે. નદી સમુદ્રને મ-

જતાં પેહેલાં તેના મુખ પાસે જે ત્રિકોણ પ્રદેશ થાય તેને ત્રિકોણ પ્રદેશ અથવા ડેલ્ટા કહેછે.

૧૦ નદીમંડળ—એક દિશામાં ઘણી નદીઓનું વહેવું.

૧૧ નદી અને ખાડીમાં ફેર એટલોજ કે ખાડીનું મોઢું નદી કરતાં પહોળું હોયછે.

૧૨ ખાડી એટલે નદીના મુખમાં થઈને સમુદ્રનો પ્રવાહ જમીનપર જાયછે તે. તેને ખારૂં પણ કહેછે. ને ત્યાંથી માલની ચઢ ઉતર થાયછે.

૧૩ દ્વીપકલ્પથી અખાતને ઉપસાગર ઉલટા છે. કારણ કે દ્વીપકલ્પને ત્રણ બાજુએ પાણી હોયછે. ને અખાતને ત્રણે તરફ જમીન હોયછે.

૧૪ સમુદ્ર અથવા સાગર એટલે જમીનને લગતો જે મહાસાગરનો ભાગ હોય તે; કેટલાક સમુદ્રને ત્રણ બાજુએ જમીન વીંટાએલી હોયછે.

૧૫ ચીપીયામાંનો પ્રદેશ એટલે કેટલીક નદીઓને તેમનાં મુખ પાસે ફાંટા ફુટેછે. તે ફાંટાનો જે વચલો પ્રદેશ તે. ડેલ્ટાનું બીજું નામ ચીપીઆમાંનો પ્રદેશ કહીએ તો કહેવાય.

૧૬ ભરતખંડ એ નામ આગળ ભરત નામે રાજા થઈ ગએલ તે ઉપરથી પડેલ છે

## હિંદુસ્તાન.

ભરતખંડ, હિંદુસ્તાન કે આર્યાવ્રત—એ ત્રણ ખૂણીઓ દેશ હિમાલયથી કન્યાકુમારિકા સુધી ૧૯૦૦ મૈલ લાંબો તથા સિંધ દેશથી આશામ સુધી પહોળો ૧૮૦૦ મૈલ છે. તેનું ક્ષેત્રફળ ૧૫૮૨૧૨૦ ચોરસ મૈલ છે. તથા વસ્તી ૨૫૫

કરોડ માણસની છે. તેની ઉત્તરે હિમાલય પર્વતને કારાકોરમના ડુંગર. દક્ષિણે હિંદી મહાસાગર. પૂર્વે બ્રહ્મદેશના ડુંગરને બંગાળાનો ઉપસાગર. પશ્ચિમે આરબી સમુદ્ર, હાલાને સુલેમાન પર્વત છે.

વિંધ્યાચળ પર્વતે કરીને તેના બે ભાગ થએલા છે. ઉત્તર તરફના ભાગને હિંદુસ્તાન ને દક્ષિણ તરફના ભાગને દક્ષિણ અથવા દખણ કહે છે. તે દખણ દ્વીપકલ્પ છે. ને તેનો આકાર ભાલાડાના જેવો છે.

ઉત્તર હિંદુસ્તાનના સ્વાભાવિક છ ભાગ કરી શકાય ૧ હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ. ૨ સિંધુનો પ્રદેશ. ૩ રેતીનું રણ ૪ મધ્ય હિંદુસ્તાનને રજપુતાનાનો ઉંચ પ્રદેશ. ૫ ગંગાનદીનો પ્રદેશ. ૬ બ્રહ્મપુત્રા નદીનો પ્રદેશ. ઉત્તર હિંદુસ્તાનની પેઠે. દક્ષિણના પણ સ્વાભાવિક ચાર ભાગ થઈ શકે. ૧ નર્મદાની દક્ષિણનો પ્રદેશ. ૨ શુદ્ધ દક્ષિણ. ૩ પૂર્વ કાંઠાની નીચાણનો પ્રદેશ. ૪ પશ્ચિમ કાંઠાની નીચાણનો પ્રદેશ.

ઉપર લખ્યા તે ભાગ દેશના સ્વરૂપ ઉપરથી પાડ્યા છે. પણ રાજ્યક્રિય તો મુખ્ય નીચે મુજબ ચોદ ભાગછે

| ભાગનું નામ. | મુખ્ય શેહેર. |
|---|---|
| ૧ મુંબઈ ઈલાકો. | મુંબઈ. |
| ૨ મદ્રાસ ઈલાકો. | મદ્રાસ, વિશાગપટ્ટણ, મચ્છીપટ્ટન, ત્રીચીનાપલ્લી. |
| ૩ મહિસુર અને કુર્ગનાં સંસ્થાન. | શ્રીરંગપટ્ટન, મહિસુર, બેંગલુર, ને મરકારા. |
| ૪ વરાડ સહિત હૈદ્રાબાદ સંસ્થાન. | હૈદ્રાબાદ, ઔરંગાબાદ, જાફરાબાદ દોલતાબાદ. |

| | |
|---|---|
| ૫ મધ્ય પ્રાંતો. | નાગપુર, જબલપુર, સંબલપુર. |
| ૬ મધ્યહિંદી એજન્સીનાં સંસ્થાન. | ઉજ્જન, રતલામ, ગ્વાલીઅર ભોપાળ ઈંદુર. |
| ૭ રજપૂત સંસ્થાન. | જોધપુર, ઉદેપુર, જેપુર. |
| ૮ પંજાબ પ્રાંત કાશ્મીર સહિત. | લાહોર. દીલ્હી, મુલતાન, જાલંધર, કાશ્મીર. |
| ૯ વાબ્યપ્રાંત. | અલ્હાબાદ, કાશી, આગ્રા. |
| ૧૦ અયોધ્યા પ્રાંત. | લખનૌ. કાનપુર, સીતાપુર. |
| ૧૧ બંગાળા ઈલાકો. | કલકત્તા. મુર્શિદાબાદ, ઢાકા. |
| ૧૨ આશામનો મુલક. | ગાહતી, નવગામ. |
| ૧૩ નેપાળ,ભૂટાનને *બીજા પહાડી સંસ્થાન. | નેપાળનું ખટમંડુ ભૂટાનનું મુખ્ય શેહેર ટ્યાસુટ્યુડન. |
| ૧૪ ભરતખંડમાહેલાં ફ્રેંચને પોર્તુગીઝનાં સંસ્થાન. | પોર્તુગીઝનું ગોવા, ફ્રેંચનું—ચંદ્રનગર. |

હિંદુસ્તાનમાં પાંચ ઈલાકાને નવ પ્રાંતછે. ઈલાકાનાં નામ ૧ મુંબઈ ઈલાકો. ૨ મદ્રાસ ઈલાકો. ૩ બંગાળા ઈલાકો. ૪ વાબ્યપ્રાંતને આગ્રા ઈલાકો. ૫ પંજાબ ઈલાકો—

## પ્રાંતવાર વર્ણન.

### ૧ મુંબઈ ઈલાકાનું વર્ણન.

આ ઈલાકાનું વર્ણન ત્રીજા ધોરણમાં શીખવાયછે. જેથી આમાં લખ્યું નથી.

---

* બીજાં પહાડી સંસ્થાનમાં ટીપરાનું રાજ, મણીપુરનું રાજ, સિક્કીમનું રાજ વગેરે ગણાયછે.

## ૨ મદ્રાસ ઈલાકો.

એના પાંચ ભાગ છે. ૧ ઉત્તર સિરકાર. ૨ બાલાઘાટ. ૩ કર્ણાટક. ૪ મલબાર. ૫ દક્ષિણ કાનડા.

**નદીઓ.** ગોદાવરી, કૃષ્ણા, પન્નેર, પન્નાર, પલાર, કાવેરી. ને ગંડલાકામા.

**પર્વત.** પૂર્વઘાટ, પશ્ચિમઘાટ, નીલગીરી અને પોલચી.

**સરોવર.** ચીલકા, કોલર, પુલીકટ એ ત્રણે ખારાં છે.

**બંદર.** પૂર્વ કાંઠે, વિશાગપટ્ટન, મચ્છલીપટ્ટન, મદ્રાસ, પાંડેચેરી, ને તુતુકુંડી, તથા પશ્ચિમકાંઠે, કોચીન, કાલીકટ, કાનાનુર, મંગલુરને માહી.

**ભૂશિર. કન્યાકુમારીકા.** એ હિંદુસ્તાન તથા મદ્રાસ ઈલાકાનું છેક દક્ષિણ બિંદુ છે.

**કાલીમેર.** એ નાગપટ્ટનની દક્ષિણે છે. **પોઈંટદેવી.** એ મચ્છલીપટ્ટનની દક્ષિણે છે.

**અખાત.** મનારનો છે. તેને ને બંગાળાના ઉપસાગરને પાલુની સામુદ્રધુની જોડે છે.

**બેટ.** મનાર, લંકા ને રામેશ્વર છે.

**ફ્રેંચનાં સંસ્થાન.** ચંદ્રનગર, યાનાન પોંદેચ્રી કારીકલ ને માહી.

**દેશીરાજ્ય.** મ્હૈસુર, ત્રાવણકોર, કોચીન અને પુદુકોટા.

**હવા ખાવાનાં ઠેકાણાં.** નિલગિરિ, ડીંડીગલ.

**પેદાશ.** સાગ, નાળીએર, મલબારી ચોખા. રૂ, ગળી, તલ, દીવેલી, ડાંગર, ખાંડ, ખુંદ વગેરે.

## ૩ મહિસુર અને કુર્ગનાં સંસ્થાન.

**સીમા.** દક્ષિણ, પૂર્વને પશ્ચિમ એ ત્રણે દિશાએ મદ્રાસ

ઈલાકો તથા ઉત્તરે મુંબઈ ઈલાકો આવેલો છે.

આ રાજ્ય મહિસુરને કુર્ગ મળીને થએલું છે. કુર્ગ પ્રાંત મહિસુરની નેત્રત્યે છે. તે ઈંગ્રેજને તાબેછે. તેની રાજધાની મરકારાછે ને મહિસુરમાં દેશી રાજ છે.

**નદીઓ.** પેન્નેર, પન્નાર, પલાર, કાવેરી એ બધી મહિસુરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળેછે. તુંગને ભદ્રા એપણ મહિસુરમાંથી નીકળી આગળ જતાં બંને શીમુગા આગળ ભેગી થાયછે. એટલે ત્યાંથી તેનું નામ તુંગભદ્રા ચાલેછે. તે કૃષ્ણાને મળેછે.

**પર્વત.** નંદીદુર્ગના પહાડ ચારે તરફ ફેલાએલા છે.

**પેદાશ.** સાગ, સીસમ, સુખડ, સોપારી, નાળીએર, ગુંદ, ખાંડ, ડાંગર, મેવો, રેશમ અને રેશમી કાપડ વગેરે.

**(૪) વરાડ સહિત હૈદ્રાબાદ સંસ્થાન.**

તે રાજ ઈ. સ. ૧૭૨૪ માં નિઝામ ઉલ્મુલ્કે બાંધ્યું. તેથી તે નિઝામનું રાજ કહેવાયછે. તેમાં બે ભાગછે. ૧ હૈદ્રાબાદ. ૨ વરાડ. હૈદ્રાબાદ નિઝામને, અને વરાડ એ અંગ્રેજને તાબેછે. તેની ઉત્તરે ને પૂર્વે મધ્યપ્રાંત દક્ષિણે મદ્રાસ ઈલાકો ને પશ્ચિમે મહારાષ્ટ્ર દેશ છે.

**નદીઓ.** ગોદાવરી, કૃષ્ણા, મુશી, મંજીરા, પેનગંગા, પુર્ણા, તુંગભદ્રા, વર્ધા અને ભીમા.

**સરોવર.** લુનાર એ ખારા પાણીનું છે, તેમાં મીઠું પાકતું પણ હાલમાં તેનું પાણી કોઈ બહાર કાઢી નાંખતું નથી તેથી મીઠાની ઉપજ નથી થતી. **દુઆબ.** રાયચુર તે કૃષ્ણા ને તુંગભદ્રા વચ્ચેછે. **પેદાશ.** મુખ્ય રૂનીછે. ત-

થા હમણાં દક્ષિણ વરાડમાંથી કોયલા નીકળે છે.

## ૫ મધ્ય પ્રાંત.

૯૬—એની ઉત્તરે માળવા, દક્ષિણે વરાડ, પૂર્વે બંગાળા ને પશ્ચિમે મુંબઈ ઇલાકો છે. **નદીઓ.** બેટવા, વર્ધા, તાપી, નર્મદા, વાઇનગંગા ને મહા. **પર્વત.** સાતપુડો, વિંધ્યાચળને અમરકંટકના ડુંગર. **પેદાશ.** સાગ, ઘઉં, શેરડી રૂ, તલ, દીવેલ, અફીણ, ચામડાં ને કોયલા વગેરે.

**પરચુરણ.** આશીરગઢ જે કિલ્લો છે. તેને મુગલાઈ વખતમાં દક્ષિણની ભાગોળ કહેતા. તેજ આશિરગઢની આગળ સાતપુડો નીચો છે.

## ૬ મધ્યહિંદી એજન્સી.

એના ચાર ભાગછે. ૧ સિંધીઆનું રાજ. ૨ હોલકરનું રાજ. ૩ બુંદેલખંડને રેવાનું રાજ. ૩ ભોપાળનું રાજ.

ભોપાળનું રાજ તેમાં મુસલમાની રાજછે. ને હાલ બેગમ રાજ ચલાવે છે. બુંદેલખંડ એમાં બે દેશીરાજ છે. ૧ છત્રપુર પન્નાનું. ૨ રેવાનું રાજ.

**નદીઓ.** સોન, નર્મદા, ચંબલ, બેટવા, સિંધ, **પર્વત.** વિંધ્યાચળ પર્વતની શાખા કૈમોર એ રેવાના રાજમાં છે. **નીકાસ.** માળવામાં ઘઉં, તંબાકુ, અફીણ શેરડી, રૂ, ને જૂદી જાદી જાતનું ધાન્ય પણ પુષ્કળ પાકે છે.

## ૭ રજપૂત સંસ્થાન.

૯૬—એની ઉત્તરે સતલજ નદીને પંજાબનાં દેશીરાજ દક્ષિણે ગૂજરાતને મધ્યહિંદી એજન્સીનો કેટલોક ભાગ. પૂર્વે આગ્રા, ગ્વાલીઅર અને ઇંદોરનાં સંસ્થાનો. ને પશ્ચિમે સિંધ દેશ છે.

આ સંસ્થાનમાં નીચે મુજબ જૂદા જૂદા ૨૧ ભાગછે.

**રજપૂતનાં સંસ્થાન.** ૧ મેવાડ (ઉદેપુર) ૨ મારવાડ ઉર્ફે જોધપુર, ૩ જયપૂર, ૪ બુંદી,૫ બિકાનેર,૬ કોટા,૭ કિરોલી, ૮ કિસનગઢ, ૯ જસાલમીર, ૧૦ અલવડ, ૧૧ શિરોહી,૧૨ ડુંગરપુર, ૧૩ વાંસવાડા,૧૪ પ્રતાપગઢ, ૧૫ ઝાલાવાડ પટ્ટન. ૧૬ નાગોર. **જાટ સંસ્થાન,**૧૭ ભરતપુર. ૧૮ ધોળપૂર, **મુસલમાની.** ૧૯ ટોંક, ૨૦ ભાવલપુર,**અંગ્રેજનું.** ૨૧ અજમેર તેમાં અજમેરને નશિરાબાદ મુખ્ય છે.

**નદીઓ.** ધારા, લુણી, સાબરમતિ, બરાસ ને ચંબલ.

**પર્વત.** આબુ, અરવલી, ચિતુરના ડુંગરા. **સરોવર.** ઢેબર. સાંભર, **પેદાશ.** અનાજ તંબાકુ, રૂ, અફીણ, હિંગ, શાંઠણીયું.

## પંજાબ પ્રાંત.

### (કાશ્મીર તથા પ્રત્યાલાનાં દેશી રાજ સહિત)

(પંચ=પાંચ+આબ=પાણી) પંજાબ. પાંચ મોટી નદીઓ વચ્ચેના પ્રદેશને પંજાબ કહેછે. તેની ઉત્તરે સિંધુનદી કારાકોરમ પર્વત. દક્ષિણે રજપૂતાનાનો ઊંચ પ્રદેશ. પૂર્વ તિબેટ ને પશ્ચિમે સુલેમાન પહાડ.

**શીખનાં સંસ્થાન.** પ્રતાલા, જીંદ, નભા, કપૂરથલા, ફરિદકોટ, સરહિંદ ને કલશીયા છે. કાશ્મીર તેમાં દેશી રાજ છે. **નદીઓ.** સિંધુ, ઝેલમ, બીઆસ, રાવી; ચિનાબ, સતલજ **પર્વત.** હિમાલય, સુલેમાન, ને મીઠાના ડુંગર. **હિમાલયના રસ્તા.** પીરજમલ, ને બરમુલા **સરોવર** વુલર **હવાખાવાનાં ઠેકાણાં.** શીમલાને મરી. **દુઆબ.** જાલંધર,

બારી, રચના, જેમ ને સિંધ સાગર. પેદાશ ઘઉં, તંબાકુ સિંધવ, ગળી, સાલ, કેસર, ઘણી જાતનો મેવો વગેરે.

## ૯ વાવ્ય પ્રાંત.

૯૬—ઉત્તરે નેપાળ, અયોધ્યા ને હિમાલય. દક્ષિણે સિંધીયાનું રાજ ને બુંદેલખંડ. પૂર્વે બંગાળા ઈલાકો પશ્ચિમે પંજાબ ને રજપૂતાના છે. આ પ્રાંતમાં ત્રણ મોટા ભાગ છે. દિલ્હી, અલ્હાબાદ ને આગ્રા. **નદીઓ.** ગંગા, જમના, ગોમતી, ગોગરા, ગંડકી ને રામગંગા. **પર્વત.** હિમાલય ને શીવાલીક. **જાત્રાનાં ઠેકાણાં** કાશી, હરિદ્વાર, બદ્રિનાથ, મથુરાં, પ્રયાગ (અલ્હાબાદ) ગયા, વનરાવન. **દોઆબ.** અંતરવેદી તે ગંગાને જમના વચ્ચે છે. **દેશીરાજ** રામપુર ને તેહરી. **પેદાશ** સાગ, વાંસડા, ઘઉં, બાજરી, લાખ, સુરોખાર **વિશેષ હકીકત**—રોહિલખંડનું મુખ્ય શેહેર બરેલી છે. તેને વાંસ બરેલી કહેછે. હિમાલયની ચાહ આખી દુનિઆમાં વખણાય છે. અલ્હાબાદ આગળ ગંગા વધારેમાં વધારે ઊંડી છે. એટલે ૪૫ ફુટ ઊંડી છે ત્યાં આગળથી જાત્રાળુ લોકો ગંગા જળ ભરેછે.

## ૧૦ અયોધ્યા પ્રાંત.

આ પ્રાંત હાલ વાવ્યપ્રાંત જોડે ભેળી દીધો છે. એની દક્ષિણ, પૂર્વને પશ્ચિમ દિશાએ વાવ્યપ્રાંત છે. ને ઉત્તરે. નેપાળનો મુલક છે.

**નદીઓ.** ગંગા, ગોમતી, રામગંગા, સઈ, રાપતી, ગોગરા. **પેદાશ.** ઘઉં, ખાંડ, ચોખા, તંબાકુ, ગળી, અફીણ તલ, દીવેલી, થોડું રૂ. આંબા ને મવડાની વાડીઓ ઘણી છે.

## ૧૧ બંગાળા ઈલાકો.

હદ ઉત્તરે નેપાળ, ભુટાન, સિકીમ ને આસામનો મુલક. પૂર્વે મણિપુરનું દેશી રાજ ને બ્રહ્મદેશ. દક્ષિણે બંગાળાનો ઉપસાગર ને મદ્રાસ ઈલાકો. પશ્ચિમે મધ્યપ્રાંત, બુંદેલખંડ ને વાયવ્યપ્રાંત છે. એના ચાર ભાગ કરેલા છે. ૧ બંગાળા તેમાં મુખ્ય શેહેર કલકત્તા ૨ બહાર તેમાં મુખ્ય શેહેર પટણા ૩ ઓઢીઆ તેમાં મુખ્ય શેહેર કટક ૪ આસામ તેમાં મુખ્ય શેહેર ગૌહતી છે.

**નદીઓ.** ગંગા, બ્રહ્મપુત્રા, હુગલી, સોન, ગંડકી, કોશકી, ગોગરા, દામોદા, ભાગીરથી સુરમા, મહા, વૈતરણી, બ્રાહ્મણી, સુવર્ણરેખા, કિર્તિનાશા વગેરે.

**પર્વત.** હિમાલય, રાજમહાલ, છોટાનાગપુર ને ઓઢીયાના ડુંગર. **બંદર.** જગન્નાથ, કટક, બાલાસોર, કલકત્તા, મતલાહ વગેરે.

**બંગાળાને લગતાં દેશી રાજ.** મણિપુર, તિપરા, કોસ્ય (ખસ્ય) કુચ બહાર કાચાર, સિકીમ, ડુસના રાજમાં ચિરાપુંજીમાં ૬૧૦ ઇંચ વરસાદ પડે છે. એટલે આખી દુનિઆમાં સૌ કરતાં ત્યાં વરસાદ ઘણો વરસે છે. ઓઢીયાની પાસે છોટાનાગપુરનું દેશી રાજ છે.

**અખાત.** બંગાળાનો ઉપસાગરને બાલાસોરનો અખાત.

**જાત્રાનાં ઠેકાણાં.** જગન્નાથ, ગયા, ઝાડખંડી વૈજનાથ.

**હવા ખાવાનાં ઠેકાણાં.** દાર્જીલીંગ ત્યાં લંડન જેવી હવા છે ને હજારી બાગ. **ભૂશિર.** પોઇંટપાલમૈરા તે મહા નદીના મુખ પાસે છે. **પેદાશ.** રેશમ, ચા, ખાંડ, ચોખા, ગળી, અફીણ, તથા બ્રહ્મપુત્રા નદીમાંથી સોનાની રેતી

નીકળે છે. અને હિમાલય પર્વતમાંથી દાર્જીલીંગ પાસેથી સ્લેટ, લોઢું ને તાંબુ નીકળે છે.

### ૧૨ આશામ પ્રાંત.

એ બંગાળા ઇલાકાનો એક ભાગ છે. તેની ઉત્તરે ભૂટાન, દક્ષિણ ને પશ્ચિમે બંગાળા. પૂર્વે બ્રહ્મદેશને મણિપુરનું રાજ. નદી બ્રહ્મપુત્રા ને પર્વત હિમાલય છે.

**પેદાસ.** અનીજ, કોલસા, લોઢું, રૂ, વગેરે. આસામની ભસો વખણાય છે. ને મહિસુરની પેઠે આસામમાં પણ હાથીનાં ટોળાં ફરતાં ફરેછે.

### ૧૩ નેપાળ, ભૂટાન ને બીજા પહાડી સંસ્થાન.

#### નેપાળ.

તે પ્રાંત હિમાલય પર્વતમાં છે. તેની ઉત્તરે તિબેટ છે. તેમાં એવરેસ્ત કે ગૌરીશંકર ને ધવલગીરી એ હિમાલયનાં શીખર આવેલાં છે. **નીપજ** લાકડાં, ચોખા, ખાંડ, ચા કાપડ વગેરે.

**વિશેષ**—પેહેલાં એ રાજ ચીનને તાબે હતું પણ હાલ સ્વતંત્ર છે. ત્યાંના લોક શૂરા, ઉદ્યમીને શરીરે દ્રઢ છે.

#### ભુટાન.

એ બંગાળાની ઉત્તરે છે. તેની ઉત્તરમાં તિબેટ છે. માં ચમત્કારી શીખરો, ને ગોદાડા નદી છે. વિશેષ હકીકત. ત્યાંના લોક બોધ છે. દર ત્રણ વરસે એક રાજાને પસંદ કરેછે તેને દેબ રાજા કહેછે. આ દેશ પહાડી છે. ને રાજ પ્રજા સતાક છે. રાજા રૈયતનું બરાબર રક્ષણ કરી શકતો નથી, તેથી તેમના પર ધર્મગુરૂ જુલમ કરેછે. આ-

આ એશિયાખંડમાં ફક્ત પ્રજાસત્તાક રાજ ભુટાનજ છે.

### સિકીમ.

એ નેપાળને ભૂટાનની વચ્ચે છે તેમાં દાર્જીલીંગ એ હવાખાવાનું ઠેકાણું છે.

### ૧૪ ફ્રેંચ, પોર્ટુગીઝ વગેરે લોકનાં સંસ્થાન.

**ફ્રેંચના**—ચંદ્રનગર, યાનાન, પાંદેચ્રી, કારીકલ, માહી, **વલંદાનાં** ચીનસુરા **પોર્તુગીઝનાં** દીવ, દમણ, ગોવા, **હબસીનાં** જંજીરા, જાફરાબાદ.

### હિંદુસ્તાનને લગતા (આસપાસના) બેટનું વર્ણન

### લંકા.

**મુખ્યશેહેર**—કોલંબો, કાંડી, નીગંબો, ત્રીકોમાલી, પોઇંટદીગાલ, પોઇંટપાલ મૈરા, મટ્ટુરા, ને કાલપ્પુરા એ શહેરો છે. એમાં કાંડી સિવાય બીજાં બધાં બંદર છે. લંકાને હિંદુસ્તાન વચ્ચે એડમ નામે પૂલ છે. **શામુદ્રધુની.** પાલુકની. **આખાત.** મનારનો છે ત્યાં મોતી નીકળે છે. **પેદાશ.** લંકામાં હાથી ઘણા છે. તેથી હાથીદાંત ત્યાંથી ઘણો આવેછે તેમ ગરમ મસાલા, તજ, જાયફળ, જાવંત્રી, તમાલપત્ર, લવીંગ, સોપારી, ચોખા, નાળિએર વગેરે પણ થાયછે.

### લક્ષદ્વીપ, માલદ્વીપને આન્દમાન.

એમાં દેશી રાજા રાજ કરેછે. એ આરબી સમુદ્રમાં છે. આંદમાનમાં પોર્ટબ્લેર કરીને બંદર છે. ગવર્નર જનરલ લાર્ડ મેયોનું મૃત્યું આ બેટમાં થયું હતુ એ બેટમાં કાળે પાણીએ મોકલે છે. પ્રથમ સીંગાપુરમાં મોકલતા. એની દક્ષિણે નિકોબાર બેટનું ટોળુંછે.

## હિંદુસ્તાનની નદીઓનું વર્ણન.

(૧) ગંગા—એ ૧૫૦૦ મલ લાંબીછે. તે ગંગોત્રી શિખરમાંથી નીકળી વાયવ્ય પ્રાંતને બંગાળામાં થઈ બંગાળાના ઉપસાગરને મળેછે. તેને મળનારી નદીઓ—જમના, ગોમતી, ગોગરા, ગંડકી, કૌશકી, રાપતી, ભોગાવતી, રામગંગા મહાનંદા, તીસ્તા ને સોણ. તેના પરનાં શેહેર—બદ્રીનાથ, હરીદ્વાર, મીરત, ફરૂકાબાદ, કનોજ, કાનપુર, ફતેહપુર, અલ્હાબાદ, મિરજાપુર, કાશી, ગાજીપુર, ચુનાર, બકસર, દીનાપુર, પટણા, મોંગીર, ભગલપુર, રાજમહાલ, ને મુર્શિદાબાદ છે. હુગલી એ ગંગાનો ફાંટોછે. ને એ ફાંટાપર કલકત્તા છે. (૧૫૦૦)

(૨) સિંધુ—હિમાલયની ઉત્તરે તિબેટમાં માનસરોવર પાસેથી નીકળી કાશ્મીર, પંજાબ ને સિંધમાં થઈ આરબી સમુદ્રને મળેછે. ને તેને કાબુલી ઝેલમ, બીઆ રાવી, ચીનાબ, સતલજ એ નદીઓ મળેછે. તેના પર અટક, કાલાબાગ, ડેરા ઇસમાઇલખાં, દેરાગાજીખાં, મિથનકોટ, સકર, બકર. રોરી, સેવાન, હાલા. હૈદ્રાબાદ, ઠઠ્ઠા ને કરાંચી છે. ને શીકારપુર તે સિંધુ નદીના ફાંટા પરછે.(૧૭૦૦)

(૩) જમના—જમ્નોત્રી શિખરમાંથી નીકળી વાયવ્ય પ્રાંતમાં વહી અલ્હાબાદ આગળ ગંગાને મળેછે. એને ચંબલ, બેટવા વગેરે નદીઓ મળેછે, તેનાપર શહારણપુર કર્નાલ, પાણીપત, મુજફ્ફરનગર, દીલ્હી, મથુરાં, આગ્રા, કાલ્પી ને અલ્હાબાદ છે.

(૪) બ્રહ્મપુત્રા—એ તિબેટમાંના માન સરોવરમાંથી નીકળી પૂર્વ તરફ હિમાલયના પૂર્વ છેડા તરફ વહી આસા-

અને બંગાળામાં થઈ બંગાળાના ઉપસાગરને મળેછે, તે ઉ. પર તેજપુર, ગૌહત્તી, નવગામ, ઢાંકા વગેરે શહેરો છે. તેને તિબેટમાં સાંપુને તેના મુખ્ય પાસે મેઘના કહેછે. (૯૦૦ હિંદુસ્તાનમાં આવ્યા પછી).

(૫) ઇરાવતી—એ હિમાલય પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળેછે તેનાપર પ્રોમ, અસાઈ, રંગુન છે

(૬) નર્મદા— ગોંડવનમાં અમરકંટકના ઊંચા મેદાનમાંથી નીકળી મધ્યપ્રાંત, ભોપાળનું રાજ ને ગુજરાતમાં થઈ ખંભાતના અખાતને મળેછે. તેપર જબલપુર, હુસંગાબાદ, નીમાર મંડળેશ્વર, નાંદોદ, ભરૂચ વગેરે શહેરો આવેલાં છે. (૮૦૦)

(૭) તાપી—સાતપૂડા પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંત, ખાનદેશ, ને ગુજરાતમાં થઈ ખંભાતના અખાતને મળે છે. તે પર બુરાનપુર ને સુરત છે. (૪૬૦)

(૮) ગોદાવરી—એ પશ્ચિમઘાટમાં ત્રંબક ટેકરીમાંથી નીકળી મહારાષ્ટ્ર, નિઝામનું રાજ, ને ઉત્તરસિરકારમાં થઈ બંગાળાના ઉપસાગરને મળે છે. તેને પાંજરા, વર્ધા, ને વાઈનગંગા મળેછે, તેનાપર નાશીક, ત્રંબક, પૈઠણ, નિર્મળ નાદેડ, રાજમહેંદ્રી ને યાનાન છે. ગોદાવરીના કાંઠા આગળથી ઈ. સ. ૧૫૨૫ માં કોહીનુર હીરો જડ્યો હતો. (૯૦૦)

(૯) કૃષ્ણા—એ પશ્ચિમઘાટમાં મહાબળેશ્વર પાસેથી નીકળી, મહારાષ્ટ્ર, નિઝામનું રાજ, ને ઉત્તરસિરકારમાં થઈ બંગાળાના ઉપસાગરને મળે છે તેને ભીમા, તુંગભદ્રા, ઘટપ્રભા, મલપ્રભા ને મુશી એ નદીઓ મળે છે. તેનાપર મહાબળેશ્વર, વાઈ, કનાડ ને મસ્છલીપટ્ટન છે. (૮૦૦)

(૧૦) **મહા**—ગોંડવનમાંથી નીકળી મધ્ય પ્રાંત ને ઓઢીઆમાં થઈ બંગાળાના ઉપસાગરને મળે છે. તેના પર સંબલપુર ને કટક છે. (૫૨૦)

(૧૧) **કાવેરી**—સિંહ્યાદ્રી પર્વતમાંથી નીકળી મહીસુરને કર્ણાટકમાં વહી બંગાળાના ઉપસાગરને મળેછે. તેના ઉપર શ્રીરંગપટ્ટન, ત્રાંકવીબાર ને ત્રીચીનાપલ્લી છે. (૪૫૦)

(૧૨) **બ્રાહ્મણી**—છોટાનાગપુર પાસેથી નીકળી કટકપ્રાંતમાં થઈ બંગાળાના ઉપસાગરને મળે છે. (૪૦૦)

(૧૩) **સુવર્નરેખા**—છોટાનાગપુર પાસેથી નીકળી બહાર ને બંગાળામાં થઈ બંગાળાના ઉપસાગરને મળેછે. (૩૦૦)

(૧૪) **સાબરમતી**—ઉદેપુર પાસેના ડુંગરામાંથી નીકળી રજપુતસ્થાનને ગુજરાતમાં થઈ બંગાળાના ઉપસાગરને મળે છે. તેને કાંઠે અમદાવાદ છે. (૨૦૦)

(૧૫) **મહી**—માળવામાંથી નીકળી માળવા ને ગુજરાતમાં થઈ ખંભાતના અખાતને મળે છે. તેપર ખંભાત છે. ( ૩૬૦ )

(૧૬) **વૈતરણી**—એ છોટાનાગપુર પાસેથી નીકળી પોઈંટપાલમૈરા પાસે બંગાળાના ઉપસાગરને મળે છે.

(૧૭) **ભાદર**—જસદણ પાસેથી નીકળી અરબી સમુદ્રને મળે છે તેનાપર ધોરાજી, જેતપુર વગેરે છે.

(૧૮) **પજોર, પન્નાર, પલાર** એ ત્રણે નદીઓ મહીસુરના નંદીદુર્ગ ડુંગરામાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળેછે. પન્નાર ઉપર કડપા ને નેલુર છે તથા પલાર ઉપર વેલુર છે.

(૧૯) **લુણી** એ અરવલી પર્વતમાંથી નીકળી જોધપુરના

રાજ્યમાં થઈ કચ્છના રણમાં સમાઈ જાય છે.

(૨૦) બરાસ એ નદી વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી રજપૂતસંસ્થાન ને વાયવ્ય પ્રાંતમાં થઈ જમના નદીને મળે છે. તે ઉપર ઉદેપુર, ચિત્તોડ ને ટોંક છે.

(૨૧) ઘોઘરા હિમાલય પર્વતમાંથી નીકળી વાયવ્ય પ્રાંત ને અયોધ્યામાં થઈ ગંગાને મળે છે તેપર અયોધ્યા ને ફૈજાબાદ છે.

(૨૨) ચંબલ વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી જમનાને મળે છે. તેપર કોટા ને ધોળપુર છે.

## નદિઓનું વિશેષ વર્ણન.

તુંગભદ્રા ઉપર કર્નુલ, ક્ષિપ્રા નદીપર ઉજ્જન, ધારાનદીપર ઊંચ, ભાવલપુર ને અહમદપુર, બરાસ નદીપર ચીતોડ ને ટોંક. બરાસ એ ચંબલને મળે છે. ચંબલ ઉપર કોટા ને ધોળપુર છે. પાઇનગંગા એ વાઇનગંગાને મળે છે. ગોમતી ઉપર લખનૌ છે. ગોગ્રા અથવા સરયુ નદી ઉપર અયોધ્યા, રાવીપર લાહોર, ગોદાડા નદી ભુટાનમાં છે. તથા કાળી નદી એ નેપાળની હદ કરે છે. સતલજ એ રાવણહ્રદ સરોવરમાંથી નીકળે છે. ભીમા કૃષ્ણાને મળે છે. ને નીરા તથા સીના એ બે નદીઓ ભીમાને મળે છે. ઝેલમ ઉપર ઝેલમ. રાવી ઉપર લાહોર. સતલજ ઉપર લુધીઆના ને શમલા છે. કાબુલી નદી ઉપર પેશાવર, પૂર્ણા ઉપર અકોલે ઇલીચપુર. ભીમા ઉપર ઇંદાપુર ને પંઢરપુર. તુંગભદ્રાપર હરીહર, ને કર્નુલ છે. પ્રાણહિતાપર ચંદા ને હીંગણઘાટ. પુલારપર વેલુર ને જાફ્રાબાદ, માંજરાપર બેદર છે. ઘોઘરાપર શીકરેલ, ફૈજાબાદ, અયોધ્યા,

ને જમલા છે. સોન ઉપર દીનાપુર, હુગલીપર કલકત્તા.

## હિંદુસ્તાનનાં પ્રાંતવાર ગામ.

**મદ્રાસ ઈલાકો**—ગંજામ,શીકાકોલમ,વિઝાનગર,કોકાનાદા, કોરીગા, યાનાન રાજમહેંદ્રી, નીઝામપટ્ટન, વિશાગપટ્ટન, ગંટુર, કર્નુલ, અદ્વની, બલારી, ગુત્તી, કડપા, રાચોટી, નેલુર, એલુર ચીતુર, ઉત્તકમંડ, મદ્રાસ, અર્કાટ, વેલુર કાન્જેવરમ (૨૫) વાંદીવાસ, ચૈંસલપટ, સેલમ, પોંદેચરી, પોર્તોનોવો, કારીકલ, નાગપટ્ટન, તંજાવર, ત્રીચીનાપલી કોઇંબટૂર, ડિંડીગલ, પુદુકોટા, મધુરા, દેવીકોટા, રામેશ્વર, ત્રીણીવેલી, તુતુકુંડી બંદર, એપુર, માહી, કાનાનુર, મંગલુર, ૪૬ રામનાથ,

**ત્રાવણકોરનાં ગામ**—ત્રિવાંદ્રમ, કોચી, કોતંગનુર, આલપલી( ૫) કેલોન.

**મહિસુરનાં ગામ**—શ્રીરંગપટ્ટન, મહિસુર, બેંગલુર, મરકારા, કોલા, શેરા, ચિતલદુર્ગ, હરિહર, શીમુગા, બેદનુર, ફ્રેંજલપેંઠ, વીરાજેપેઠ. ૧૩ હુવસુર.

**નીઝામના રાજનાં ગામ.** હૈદ્રાબાદ, શિકંદરાબાદ, જાફ્રાબાદ, દોલતાબાદ. વરંગુળ, નિર્મળ, નાંદેડ, આરંગાબાદ, જાલના, બેદર, ગોવળકોંડા, ઇલોરા ઉમરાવતી, પૈઠણ, મલકેડે ૧૬ કમમેટ.

**મધ્ય પ્રાંતનાં ગામ**—સબલપુર, જબલપુર, નાગપુર, વિલાસપુર, રતનપુર, દમોહ, સાગર, નરસીંગપુર, હુસંગાબાદ, બેતુલ, અકોલે, હંગણઘાટ, ચંદા, બુરાનપુર, ચંદવાડા, ૧૬ કાંપતી, ઇલીચપુર, બરેતાર ઉર્ફે જગદલપુર, ખંડવા, આશીરગઢ, ૨૧ ગાવલગઢ.

**સિંધીયાનારાજનાં ગામ**—ગ્વાલીઅર, ચંદેરી, ઝાંસી, મોરાર, ઉજ્જન,રતલામ, ભેલસા, મંદેસર, નરવર ૧૦ લશ્કર

**ભોપાળનાં ગામ**—ભોપાળ, સિંહુર.

**બુંદેલખંડ**—પન્ના, રેવા, છત્રપુર, તેહરીને ચરકારી.

**હોલકરનુ રાજ**—જંબુવા, ઈંદુર, માહુ, ધાર, આમઝે-રા, મંડળેશ્વર. નીમાર ૮ નીમીચ.

**રજપૂત સંસ્થાન**—જોધપુર, કોમલમેર,શિરોહી,બુંદી,કોટા, ઝાલણાપટ્ટન, ઉદેપુર, ડુંગરપુર, વાંસવાડા, પ્રતાપગઢ, ટોંક, કિરોલી, જયપુર ૧૪ માંચેરી. અલવડ, નાગોર, બિકાનેર, જસલમીર, અજમેર, ભાવલપુર ઉંચ, ભરતપુર, કીસન-ગઢ, નસીરાબાદ, પાલી, ચિત્તોડ, દીગ, ૨૮ ધોળપુર.

**પંજાબ.** લાહોર, અમૃતસર, મુલતાન, જાલંધર, દેરાગા-જીખાં, કાલાબાગ, અટક, પેશાવર, શીઆલકોટ, રાવળ-પીંડી, ચીલીઅનવાળા, ગુજરાત, રામનગર, ૧૪ સોબ્રો-ન, અલીવાળ, કપુરથલા, ફિરોજપુર, લુધીઆના, શીમલા, દિલ્લી, રૂહતક, હિસર, સ્થાનેશ્વર, કર્નાલ, દેરાઈસમાલખાં અંબાલા, મીટનકોટ, ૨૮ ઝેલમ,

**પ્રત્યાલા.** પ્રત્યાલા, સરહિંદ, ફરિદકોટ, સિંદ (જીંદ), ( ૫ ) કળશીવા.

**કાશ્મીર.** કાશ્મીર, ઈસલામાબાદ, લદાક, હુજારા, ચમુ.

**અયોધ્યા**—લખનૌ, ફેજાબાદ, બરેચ, કાનપુર, રાયબ-રેલી, સિતાપુર, અયોધ્યા (ઔદ) બુરાનપુર, ૯ બિથુર.

**વાવ્યપ્રાંત**—અલ્હાબાદ, આગ્રા; મથુરા, બનારસ, શ્રી-નગર, બદ્રીનાથ, કેદારનાથ, હરિદ્વાર, ગોરખપુર, આલ-મોરા, જુવાનપુર, ગાઝીપુર, ચુનાર, મીરજાપુર, ૧૫ કુર્લી-

જર, હમીરપુર, કાલ્પી, જાલવણ, ઇટાવા, મૈનપુરી, અલી-ગઢ, બરેલી, મુરાદાબાદ, નૈનિતાલ, મિરત, મુજફ્ફરનગર, રૂડકી, શાહારણપુર, કનોજ, કાશી (૩૧) પાણીપત.

**બંગાળા ઈલાકો.** કલકત્તા, મતલાહ, ફોર્તવિલીયમ, ચી-નસુરા, ચંદ્રનગર, ઢાંકા, શ્રીરામપુર, બરીસાલ, હુગલી, બ-ર્દવાન, રાણીગંજ, કાશીમબજાર, રાજમહાલ, ભાગલપુર ૧૫ બહાર, દીનાપુર, ગયા, મેદનીપુર, કટક, જગન્નાથપુરી પટણા, મોંગીર, બકસાર, દીનાજપુર, કૃષ્ણનગર, પ્લાસી, બ્રહ્મપુર, ટીપરા, ચીતગાવ, મુર્શિદાબાદ ૩૧ હજારીબાગ.

**આસામ.** ગૌહતી, નવગામ, રંગમતી, ચેરાપુંજી, દરં-ગ, શીલહટ, સીલચર, તેજપુર (૯) લકીમપુર.

**નેપાળ.** જમલા, ગુરખા, ખટમંડુ, મકાનપુર, લલીતપટ્ટન.

**ભુટાન.** પુનાંખાં, તાસુદન.

**બ્રહ્મદેશ.** પ્રોમ, પેગુ, રંગુન.

**લંકાનાં ગામ.** કાંડી, કોલંબો, નીગંપો, ત્રીકોમાલી, પોં-ઇંટદીગાલ.

**☞ હિંદુસ્તાનનાં આડાંઅવળાં ગોઠવેલાં ગામ.**

મદ્રાસ. મહિસુર, કરાંચી, હૈદ્રાબાદ, જબલપુર, જંબુવા.

---

☞ આ ગામ અનુક્રમે અમુક ભૂગોળના વારા પ્રમાણે પુછવાનો મહાવરો, રાખવાથી બધાં ગામ, છોકરાઓને સહેજ આવડી જાયછે, વળી શિક્ષક મોંઢેથી ગામ પુછે તેમાં જેટલાં યાદ આવે તેટલાંજ પુછાય છે ને બાકીનાં રહી જાયછે. તો તે હરકત આ ગોઠવણથી દુર થશે. વ-ળી છોકરાઓ પોતાની મેળે પણ આ પ્રમાણે એક બી-જાને પૂછપૂછ કરેતો તેમને મહાવરો પડી સહેજ બતાવતાં આવડી જાયછે. પચીસ, પચીસ ગામે આંકડો મૂક્યોછે જેથી ઝાઝાંગામ જાણી અનુક્રમ થાય નહીં.

ગ્વાલીયર, (હેદ્રાબાદ બીજું) ભોપાળ, પન્ના, શિકારપુર, જોધપુર, દીલ્હી, બૈગરપુર, અંબાલા, શ્રીનગર.

નગરપાર્ક, લખનૌ, કલકત્તા, હાલા, ગૌહતી, ખટમંડુ, તાસુકુદન, ચીનસુરા, ત્રીવાંદ્રમ, શ્રીનગર, (કાશ્મીરનું) ઉમરકોટ, રંગુન, વિસાગપટ્ટન, ઠઠ્ઠા, શ્રીરંગપટ્ટન, ઔરંગાબાદ, શાહબાંદર, નાગપુર, ઇંદુર, કોચી, બીજાપુર, સિંદુર, રેવા, સેવાન, જયપુર, લાહોર, લાડવાના, જીંદ, આગ્રા, શકર, સુનાખાં, કુન્નરા, જેકબાબાદ, કોસી, પેગુ, બકર, કાનપુર, ઢાકા, રોરી, નવગામ, ગુરખા, ભૂજ, વાંદીવાસ, બેંગલુર. માંડવી, શીકંદરાબાદ, હલીઆપુર, અંજાર, ધાર, ઉજ્જની, લખપટ, છત્રપુર, ઉદેપુર, વઢવાણ. મુલતાન, ફરીદકોટ, અલ્હાબાદ, ધરાંગધ્રા, ફૈજાબાદ, મુરાદાબાદ. ગોંડલ, રંગમતી, જમલા. રાજકોટ, ઇસલામાબાદ, કોતંગનુર નવાનગર, પ્રોમ, ત્રિચીનાપલી, જુનાગઢ, મરકારા, જાફ્રાબાદ, મોરબી, રતનપુર, માહુ, ભાવનગર, રતલામ, પોંદેશ્રી, અજમેર, લુધીઆના, ધોરાજી, કળશીયા, મથુરાં જેતપુર, પોર્તોનોવો, રાયબરેલી, વાંકાનેર, રાણીગંજ. તેજપુર, અમદાવાદ, મચ્છલીપટ્ટન, લલીતપટ્ટન. લદાક, વીરમગામ, ત્રીચુર, ગંતુર, સુરત, કોલા, દોલતાબાદ. ભરૂચ વિલાસપુર, આમશેરા, પાલણપુર, ચંદેરી, કર્નુલ, ડીસા, કીસનગઢ, ચલીયનવાળા, વિજયનગર, મેમદાવાદ, મીરત, સુલતાનપુર, ચીનસુરા, કપડવંજ, ચીરાપુંજી, નિઝામપટ્ટન, શેરા, ખંભાત, ઉદેપુર, કાશી, ચેલાંગ્રં ધુળીઆ, હરિહર, મલકેડ, માલેગામ, સંબલપુર, નીમાર, ચાલીસગાવ, ઓ-

સી, દેવીકોટા, નાશીક, ઝાલણાપટ્ટન, ગુજરાત, સિંભર, મુર્શિદાબાદ, બુરાનપુર, આકોલે, ચંદ્રનગરે, ગંજામ, મેવાસી, શીમુગા, નરસીંગપુર, વસાઇ, મંડળેશ્વર મોરાર, કન્યાકુમારીકા, કોમલમેર, પૂણા દેરાગાઝીખાં, કનોજ, કલ્યાણ, કીરોલી, નાગંપો, મથુરાં, મોંગીર, કોકોનાદા, કાંડી, ત્રીકોમાલી, બેદનુર, કલ્યાણી, અહમદનગર, દમોહ, નાગપટ્ટન, ચીતલદુર્ગ, અકલકોટ, ભીલસા, શીરોહી, મુંબાઈ, સોમ્નોન, કલીંજર, અલીબાગ, પટણા, લકીમપુર, સાસવડ, તુતુકુંડી, જાલના, ભાગલપુર, ઇંદાપુર, દેરાઈસમાઈલખાં, ચુનાર, જગન્નાથપુરી, સોલાપુર, સીલહટ, મંદેસર, પંઢરપુર, કાલીકટ, સતારા, સાગર, બુંદી, રામનગર, પાણીપત, ફલટણ, રાજમહાલ, ટાર્લીચેરી, મહાબળેશ્વર, ગોવળકોંડે, હુસંગાબાદ, સાંગલી, વિકાનેર, સ્થાનેશ્વર, જત, કાલ્પી, ચીતગાંગ, જમખંડી, કાનાનુર, ઇલોરા, બાગલકોટ, બૈતુલ, મંગલુર, બદામી, કોટા, ખટક. બેલગામ, દેવીકોટા, ટીપરા, સાવંતવાડી, રાજમહેંદ્રી, વરંગુળ, ચંદા. કર્ણાટક, કીરોલી, કાલાબાગ ઇટાવા, કાચાર, ધારવાડ, સેલમ, ઉમરાવતી, પોઇંટદીગાલ, બુરાનપુર, જસલમીર, મથુરા, અમૃતસર, મિરજાપુર, ગયા, કોઇંબટુર, પૈઠણ, કાંપતી, સાવનૂર, અલવડ, બલ્લારી, ગાઝીપુર, જાલંધર, બર્દવાન, સદાશિવગઢ, કાંજેવરમ, નિર્મળ, ભરતપુર, અંબાલા, ગોવા, શાહરણપુર, મતસાહ્યાનાન, હુનાવર, નાંદેડ, કોટા, ફિરોજપુર, માલવણ, જુવાનપુર, કટક, કુમઠ, રાજાપુર, નાગોર, રાવળપીંડી, ગુત્તી, કુચબહાર, વેલુર, ચિતુર, રત્નાગીરી, પેશાવર, શાહજહાંપુર, શ્રીરામપુર, ચી-

પુર, પ્રતાપગઢ, અલીવાળ, આરકાટ, બરેલી, ભાગલપુર તંજાવર, ડુંગરપુર, ચાંકવીબાર, વિરાજેંદ્રપેંઠ, હિસાર, ગોરખપુર, કૃષ્ણનગર ડીંડીગલ, બરેચ, વાંસવાડા. રૂહતક, રામેશ્વર, નૈનીતાલ, મંડળેશ્વર, હુંગલી, તીણીવેલી, ગુદલુર નસીરાબાદ, શીમલા, પુદુકોટા, બદ્રીનાથ, બહાર, નેલુર, હંચ, મીરત, માહી, આમઝેરા, દીનાપુર. ફેજલપેંઠ, એપુર, હરીદ્વાર, બનારસી, બ્રહ્માપુર, કેદારનાથ, શીયાળકોટ, ફોર્ત-વિલીઅમ, કર્નાલ, મેદનીપુર, ઉત્તકમંડ, મુજફરનગર, બગસર, કોરીંગા, બાલાસોર, અલ્વની હમીરપુર, રાજમહાલ રાચોટી, ફરેકાબાદ, હુબલુર, કાશીમબજાર, ચેંગલપટ, અલીગઢ, જાવડા, દીનાજપુર, માંચેરી, કપુરથલા, કારીકલ રૂડકી, સરહિંદ, અયોધ્યા, રાગેશ્વર, શીકાકોલમ, કડપા, વગેરે.

## હિંદુસ્તાનની રાજરીતી.

આખા હિંદુસ્તાન ઉપર અમલ કરનાર વિલાયતથી વાઈસરાય કે ગવર્નરજનરલ કરીને અધિકારી આવેછે, તેના હાથ નીચે મુંબઇને મદ્રાસ, ઈલાકામાં ગવર્નરો, પંજાબ, વાયવ્યપ્રાંતોને બંગાલામાં લેફટેનેન્ટ ગવર્નરો છે મહિસુર, મધ્યપ્રાંત, અયોધ્યા, આસામ અને બ્રિટીશ બ્રહ્મદેશમાં કમીશનરો છે. તેઓ પોતપોતાની હદનો બરાબર બંદોબસ્ત રાખેછે, ને ગવર્નરજનરલના હુકમ પ્રમાણે વર્તેછે.

એ સિવાય નિજામનું રાજ, હોલ્કરનું રાજ, સિંધિયાનું રાજ, રજપૂત સંસ્થાનો નેપાળ, અને બીજાં દેશીરાજ્યોમાં ગવર્નરજનરલ તરફથી રેસીડેન્ટ અથવા પોલિટિકલએજંટ રાખેલા હોયછે. તેઓ પોતાનાં તાબાનાં સંસ્થાનોના કારભારમાં હાથ ન ઘાલતાં બંદોબસ્ત રાખેછે. ને અપીલો વગેરે સાંભળે છે.

વળી હિંદુસ્તાનની બહારના રાજ્યો જેમાં ઈંગ્રેજ સરકારના રેસીડેન્ટો રહેછે તેમનાપર તથા આસપાસના બેટો ઉપર પણ ગવર્નરજનરલનો હુકમ ચાલેછે. ને લંકામાં મહારાણી તરફથી જૂદોજ ગવર્નર જાયછે.

* હિંદુસ્તાનનું સામાન્ય વર્ણન.

નદીઓ—ગોદાવરી, કૃષ્ણા, પનાર, કાવેરી, તુંગભદ્રા, વર્ધા, ભીમા, તાપી નર્મદા, મહા, સોન, ચંબલ, બેટવા, સિંધ, ક્ષીપ્રા, લુણી, સાબરમતી, સિંધુ, ઝેલમ, સતલજ, ગંગા, જમના, ગોગ્રા, બ્રહ્મપુત્રા, ગંડકી, હુગલી, ભાગેરથી બ્રાહ્મણી, બાદર, મહી, સાબરમતી, ઈરાવતી, પેગુ વગેરે.

પર્વત—પૂર્વઘાટ, પશ્ચિમ ઘાટ, નીલગીરી, નંદીદુર્ગ, સાતપુડો, વિંધ્યાચળ, આબુ, અરવલી, ચીતુરના ડુંગરા, હિમાલય, શિવાલીક, રાજમહાલ, છોટાનાગપુર ને ઓઢીઆના ડુંગરા, હાલા, સુલેમાન, દાંતા, પાવાગઢ, ગીરનાર, પબ, કાશ્મીરના પહાડ વગેરે.

સરોવર—વુલર, સાંબર, ઘેબર, ચીલકા, કોલર, પુલીકટ, વગેરે છે તેમાં ઢેબર ને વુલર વિના બીજાં બધાં ખારાં છે; તથા ભોપાળ પાસે એક મોટું તળાવ છે.

બંદર—કરાંચી, શાહબંદર, લખપટ, જોડીઆ, પોરબંદર, મહુવા, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરૂચ, સુરત, દમણ, મુંબાઈ, રત્નાગીરી, ગોવા, હુનાવર, મંગલુર,

---

* નાની નદીઓ પ્રાંતવાર વર્ણનમાં આવી જાયછે માટે આંહી ફક્ત મોટી મોટીજ નદીઓ લખી છે.

કાનાનુર, કાલીકટ, એપુર, કોચીન, તુતુકુંડી, મદ્રાસ, મચ્છલીપટન, કલકતા, વસાઈ, રંગુન, વગેરે.

ભૂશિર—૧ માંજ, ૨ જગતપોઈંટ, ૩ દીવ, ૪ કેપરામાસ (૫) કેપકુમારીકા, ૬ પોઈંટકાલીમેર, ૭ પોઈંટદેવી, ૮ પોઈંટપાલમૈરા, ૯ કેપનિગ્રાઈસ વગેરે.

અખાત—કચ્છનો અખાત. ખંભાતનો અખાત, મનારનો અખાત, બાલાસુરનો અખાત, મારટાબાનનો અખાત, અને બંગાલાનો ઉપસાગર.

બેટ. મનોરા, સંકોદ્રા, દિવ, સાષ્ટી, મુંબઈ, કરંજ, ધારાપુરી, લંકાં, રામેશ્વર, મનાર, આનંદમાન, નીકોબાર લક્ષદ્વીપ, માલદ્વીપ વગેરે.

જાત્રાનાં ઠેકાણું—કાશી, બદ્રીનાથ, જગન્નાથપુરી, દ્વારકાં, પ્રભાસપાટણ, ચાણોદ, કન્યાળી, નાશિક, રામેશ્વર, મથુરાં, પ્રયાગ, (ગયા) પંઢરપુર, પુષ્કળજી, શ્રીનાથજી, સોમનાથ વગેરે.

હવાખાવાનાં ઠેકાણાં—બાલાચડી, મહાબળેશ્વર, માથેરાન, આબુ, નીલગીરી ડિંડીગલ, દાર્જિલીંગ, શીમલા, મરી, હજારીબાગ વગેરે.

સામુદ્રધુની—પાલુની તે મનારના અખાત અને બંગાળાના ઉપસાગરને જોડેછે તથા હિંદુસ્તાનને લંકાં એ બે જમીનના મોટા ભાગને જુદા પાડેછે.

દુઆબ—રાયચોર, જાલંધર, બારી, રચના, જેચ, સિંદસાગર ને અંતરવેદી.

દ્વીપકલ્પ. કાઠિયાવાડ અને હિંદુસ્તાનનો દક્ષિણભાગ એટલે દક્ષિણ.

હિમાલયનાં શિખર. ધવલગિરી, એવરેસ્ત, કાંચીનગંગા, અમલારી, ગંગોત્રી, જમનોત્રીને કૈલાસ છે.

કચ્છના અખાતને મળનારી નદીઓ—મચ્છુ, આજી.

ખંભાતના અખાતને મળનારી—શેત્રુંજી, સાબરમતી મહિ, નર્મદા, તાપી વગેરે.

બંગાળાના ઉપસાગરને મળનારી—ગોદાવરી, કૃષ્ણા, પેનેર, પન્નાર, પલાર, કાવેરી, મહા, બ્રાહ્મણી, વૈતરણી, હુંગલી, ગંગા, બ્રહ્મપુત્રા, સુવર્નરેખા વગેરે.

જળક્ષેપ પ્રદેશો—ગ્વાલીયરનો ઉતરભાગ, ઉદેપુર, ડુંગરપુર, વાંસવાડા, જંબુઆના રાજનો ભાગ, મધ્યપ્રાંતને મહીસુરનો વચલો ભાગ.

રેતીનાં રણ—જસલમીરનું રણ, નગરપાર્કરનું રણ, કચ્છનું રણ ને પાણીપતનું મેદાન.

ઉંચપ્રદેશ, માળવા, મધ્યપ્રાંત, મહિસુર, કાશ્મીરને દક્ષિણ હિંદુસ્તાન.

ડેલ્ટા—સિંધુનો, કૃષ્ણાનો, ગોદાવરીનો, ગંગાનો, બ્રહ્મપુત્રાનો, ઇરાવતીનો, મહીનો, અને કાવેરીનો, ત્રીકોણ પ્રદેશ.

હિંદુસ્તાનના ડુંગરી રસ્તા—બોલનઘાટ, ખૈબરઘાટ, બાબામુગા, નિતી, રીટંકા.

હિંદુસ્તાનના કિલ્લા—જીંજી, મંદેશ્વર, બલ્લારી, ભરતપુર, અલ્લાબાદ, ગ્વાલીયર ફોર્તસેન્ટ જ્યોર્જ, ફોર્તસેંટવીલ્યમ, ફોર્તસેંટડેવી, ચિત્તોડ વગેરે.

છાવણીનાં ઠેકાણું—પેશાવર, કરાંચી, માઉ, નિમીચ, ડીસા, પુના, બેંગલુર, કાંપતી, દીનાપુર, બરાકપુર, અહમદાવાદ, શિકંદરાબાદ, કાનપુર, રાજકોટ, સાદ્રા, જાલના.

સાગર, ઇલીચપુર, છત્રીસગઢ, ગ્વાલીયર, અલ્હાબાદ, મોરત બુરાનપુર,

રેલવે રસ્તા—હિંદુસ્તાનના ઘણા ભાગમાં રેલવે થયેલીછે ને તે બધી રેલવેનું મથક મુંબઇછે એ મથકની, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, અને દક્ષિણ દિશાએ તેની શાખાઓ નીકળે છે.

૧ પેહેલીશાખા—મુંબઇથી વાયવ્ય તરફ નાશીક, નશીરાબાદ. જંબલપુર, અને અલ્હાબાદ સુધી ગએલી છે. એ લાઇનનો નસીરાબાદ આગળથી બીજો ફાટો નીકળી મધ્ય હિંદુસ્તાનમાં નાગપુર સુધી જાયછે.

૨ બીજીશાખા —અલ્હાબાદથી પૂર્વમાં કલકત્તા સુધી એક લાઇન જાયછે કલકત્તેથી દાર્જીલીંગ સુધી એક નાની શાખાછે

૩ ત્રીજીશાખા—મુંબઇથી ઉત્તરમાં અહમદાવાદ વઢવાણ આગળ થઈ કાઠિઆવાડમાં ભાવનગર સુધી એક લાઇન જાયછે. ને એ લાઇનનો અમદાવાદ સ્ટેશનથી બીજો ફાંટો ઉત્તરમાં પાલનપુર અજમેર આગળ થઈ આગ્રે બીજી શાખાને મળી જાયછે. ને ત્યાંથી પંજાબમાં અમૃતસર આગળ થઈ ભાવલપુરમાં જાયછે તે ભાવલપુરેથી સિંધમાં સકર સુધી જાયછે.

મુંબઇથી અગ્નીખૂણ તરફ પુનાને સોલાપુર, આગળ થઇને એક લાઇન જાયછે; તે ઠેઠ મદ્રાસ જઇને અટકેછે. અને મદ્રાસથી તેની એક સાખા પશ્ચિમ તરફ નીકળી કાનાનુર જાયછે તથા બીજી દક્ષિણ તરફ તંજાવરમાં થઇ તુતુંકુંડીને ત્રીણીવેલી સુધી જાયછે ઉપર પ્રમાણે રેલવેની મોટી મોટી શાખાઓછે સિવાય મહીસુર સિંધ વગેરેમાં ગએલી નાની શાખાઓ પણછે.

**ધર્મ**—હિંદુસ્તાનમાં, હિંદુ, મુસલમાની, ખ્રીસ્તી, જૈન, નાનકશાઈ, બાધ, બ્રહ્મ વગેરે જુદા જુદા ધર્મ ચાલેછે.

**પેદાશ**—બધી જાતનાં અનાજ, શેરડી. ખાંડ, ગળી, રૂ, અફીણ, તમાકુ, શાક, ભાજી, ચા, કસુંબી, તેલ, મરી, જાયફળ, તેજાનાં ઈમારતી લાકડાં. સુરોખાર, ફટકડી, કોયલા, જવાહીર, મોતી, કિમતી પથરા, સર્વ પ્રકારની વનસ્પતિ, હાથી, ઘોડા, ઉંટ, હરણ, ચિત્તા, વાઘ, મોર, પોપટ, હંસ, મેના, સુંદરપીંછાળાં પક્ષી વગેરે છે.

## પ્રાંતવાર શેહેરની પ્રખ્યાતી.

### ૧ મદ્રાસ ઈલાકો.

**મદ્રાસ**—એ રાજધાનીનું શેહેર છે. તેનું બીજું નામ ચિનાપટ્ટન છે તેમાં તે પ્રાંતનો ગવર્નર રહેછે. **બલારી.** રૂ પાકેછે. **ત્રીચીનાપલ્લી.** સાહેબ લોકને પીવાની બીડીઓ થાયછે. **તુતુકુંડી.** તેની પાસેના દરિઆમાંથી ઘણાં સરસ મોતી નીકળેછે.

**મંગલુર**—સોપારી થાયછે. **કારીકલ.** ઈંગ્રેજ વગેરે લોક પહેલા ત્યાં ઉતર્યા હતા.

**મછલીપટ્ટન**—છીંટ ને પાઘડી. **કોચીન** ત્યાંનાં સરોવર એટલાં મોટાંછે કે તેમાં વહાણો આવેછે.

**રામેશ્વર**—હિંદુલોકનું છેલામાં છેલું દક્ષિણમાં જાત્રાનું ઠેકાણું છે. તેને સેતબિંદુરામેશ્વર કહેછે. **આલાપલી.** સાબુ-ઓખા, ડાંગરને તેજાના થાયછે.

### ૨ મહિસુરદેશ.

**મહેસુર**—તે રાજધાનીનું શેહેરછે. **શ્રીરંગપટ્ટન.** ટીપુ તથા

હૈદરની રાજધાની હતી. હરીહર. એ કગબો છે. આ પ્રાંતમાં રાજાઓનાં બંધાવેલાં જૂનાં સરોવર તથા ખંડેરો ઘણાં છે.

### ૩ વરાડ સહિત હૈદ્રાબાદ સંસ્થાન.

હૈદ્રાબાદ—અસલ નામ ભાગનગર હતું. હાલ મુસી નદીપર નિઝામની રાજધાનીનું શેહેર છે. ઔરંગાબાદ ઔરંગજેબે વસાવ્યું છે. તેમાં રેશમી કાપડ. ગોવળકોંડા. હીરાની ખાણો હતી. પૈઠણ. ગોદાવરીને કાંઠે છે તેમાં શાળીવાહનની રાજધાની હતી.

દોલતાબાદ—તેનું બીજું નામ દેવગિરી તેમાં રામદેવના વંશજોના રાજાઓની રાજધાની હતી. નિર્મળ, નાંદેડ. એ બે ગોદાવરી નદી ઉપર મોટા શેહેર છે. વર્ધાનદી. તેની પાસે કોયલાની ખાણોછે. બેદર. તેની પાસે કલ્યાણીનગરી હતી તથા ત્યાં ભાસ્કરાચાર્ય પંડિત જન્મ્યા હતા. ઇલોરા. ત્યાં પર્વતમાં કોતરી કાઢેલાં દેરાંછે.

ઉમરાવતી. રૂ ના વેપારનું મથક છે.

### ૪ મધ્ય પ્રાંત.

જબલપુર—નર્મદા નદી ઉપરછે ફાંશીયાલોકો પાસે તંબુ વણાવાયછે. નાગપુર. નાગમતી નદી ઉપરછે. તેમાં ધોતીજોટા થાયછે. બુરાનપુર. તાપી નદી ઉપરછે. મલમલ, નેથેલાં થાયછે.

સંબલપુર—મહા નદી ઉપરછે એમાં હીરાનો વેપાર ચાલેછે. હિંગણઘાટ. તેમાં રૂ થાયછે. ચંદા. તેની પાસે કોલસાને સોદાની ખાણોછે. ખંડવા. ઘઉં. ભંડારા. નાગપુર પાસેછે તેમાં જરતકામ સારૂં થાયછે.

### ૫ મધ્યહિંદી એજન્સી.

પન્ના—હીરા નાકળેછે ધાર. મોટો કિલ્લોછે. તેમાં ભો-જની રાજધાની હતી. ગ્વાલીઅર. મોગલ પાતશાહના વખતમાં રાજકુટુંબના માણસોને કેદ કરતા. ઉજ્જન. ક્ષિપ્રાનદી ઉપરછે તે વિક્રમરાજાની તથા પાછળના મા-ળવાની રાજધાની હતા. ઇંદુર. હોલકરની રાજધાની છે. રતલામ. અફીણને છાયલ. ભોપાળ. બેગમ રાજ કરેછે. રેવા. વાઘેલા રજપૂતનું સંસ્થાન છે.

### ૬ રજપૂતસ્થાન.

જયપુર—એ શેહેરના બાંધણી ઘણી સરસ છે. તે ચિ-ત્રને માટે વખણાય છે. ચિત્તોડ ત્યાંનો કિલ્લો વખણાય છે તેમાં શ્રીનાથજીનું દેરૂં છે. શિરોહી. તરવારો થાયછે. વિકાનેરમાં સાંઢણીઓ. જોધપુર. હાથીદાંત, ચામડાંને કાચનો સામાન. ઉદેપુર બ્રાહ્મણ ધર્મનું પુષ્કરજી નામે મોટુંતિર્થનું ધામછે. તેમાં બ્રહ્માનું દેરૂંછે ને ત્યાં તેજ નામનું તળાવ છે.

આબુ—અંબાભવાનીનું મોટું દેરૂંછે. પાલી. હીંગ જસ-લમીર. જૈનનાં પુસ્તક ભંડાર ઘણાં જૂનાં છે. ને ત્યાંના કુવા ઉંડાછે. પ્રતાપગઢ. પાકાં ગળીઆલ રંગનાં છાયલ, તથા રંગાટ કામ ઘણું સરસ થાય છે.

### ૭ પંજાબ.

લાહોર. રાજધાનીનું શેહર છે, તેમાં શેત્રંજી થાય છે. અમૃતસર. કાશ્મીરી સાલ થાયછે ને તે શીખનું પવિત્ર ધામછે. અટક. તેનો કિલ્લો અકબરે બાંધ્યો છે. પેશાવર ત્યાંના ચોખા આખી દુનીઆમાં વખણાય છે. લુધીઆના

સાલો તથા કાપડ. **દીલ્હી.** એ હિંદુસ્તાનની રાજધાનીનું શેહેર હતું. **શીમલા.** ગવરનરજનરલ ઉનાળામાં જાયછે.

**ગુજરાત**—ઈંગ્રેજ તથા શીખોને મોટી લડાઈ થઈ હતી.

## ૮ વાયવ્ય પ્રાંત.

**કાશી**—તેનાં બીજાં નામ બનારસ કે વારાણુસી છે. હિંદુઓની તિર્થની જગ્યા છે. તેમાં લોટાને પીતાંબર છે. **ગાઝીપુર** ગુલાબનું અત્તર. **ગોરખપુર** તેમાં ગોરખનાથજીનું મંદિર છે. **અલ્હાબાદ.** તેનું બીજું નામ પ્રયાગ ગંગા જમનાને સરસ્વતિના સંગમ પર તિર્થની જગ્યા છે. **કાનપૂર** બાજરી નેચામડાનો સામાન થાયછે. **આગ્રા** તંબાકુ. ત્યાંનો તાજમહેલ આખી દુનિઆમાં વખણાય છે. **મથુરાં** તેમાં કૃષ્ણનો જન્મ થયો હતો. તેમાં પેંડા સારા થાય છે. **બરેલી** લોઢાનો સામાન. **અલીગઢ** હિંદુસ્તાનના પોષ્ટ ઓફીસોનો સામાન બનાવવાનો મોટો પેઢ. છે. **બીઠુર** કાનપુર પાસે છે. બાજીરાવને પેન્સન આપી ત્યાં રાખ્યો હતો. **ચુનાર** શીરશાહના રાજધાની હતી **કનોજ** તેમાં રાઠોડ રાજાની રાજધાની હતી.

## અયોધ્યા પ્રાંત.

**અયોધ્યા** તેમાં રામનો જન્મ થયો હતો. **લખનૌ** ગોમતી નદી ઉપર રાજધાનીનું શેહેર છે. તેમાં ભરત કામ તથા ગાયન સારૂ થાયછે. **ફૈઝાબાદ.** મલમલ ને ધાતુનાં કારખાનાં છે.

## ૯ બંગાળા ઈલાકો.

**કલકત્તા**—હુગલી નદી પર છે. હિંદુસ્તાનની રાજધાની છે. તેમાં ગવર્નર જનરલ રેહેછે તેમાં મહાકાળીનું સ્થાનકછે. **મુર્શિદાબાદ.** ગંગાને કાંઠે છે. તેમાં બંગાળાની રાજધાની.

હતી. ઢાંકા. રેશમી કાપડ. મલમલ ને સાબુ. રાણીગંજ કોયલાની આગો. પટણા અફીણ. ને તેની પાસે પાટલીપુત્ર હતું તેમાં ચંદ્રગુપ્તની રાજધાની હતી મોંગીર સુતાર કામ તથા લુહાર કામ ઘણું સરસ થાયછે પ્લાસી ઇંગ્રેજ તથા નવાબને મોટી લડાઈ થઈ હતી. બરદ્વાન ત્યાંનો રાજા જમીનદાર ગણાય છે. જગન્નાથપુરી તેમાં એક મોટું દેવલ ઈ. સ. ૧૧૯૮ મા બંધાએલું છે. તેનો ખરચ જાત્રાળુ લોકથી નભે છે પેહેલાં રથ યાત્રાને દહાડે યાત્રાળુ લોક રથના પૈડા નીચે કચરાઈ મરતા. પણ હાલમાં તે બંધ કરેલ છે. બરાકપુર ગવર્નર જનરલને હવા ખાવાનો બગીચો છે.

## ૧૦ આસામ પ્રાંત.

ગોહતી—રાજધાનીનું શેહેર છે. સુરોખાર થાયછે. નવગામ બ્રહ્મપુત્રા નદી પર છે.

## ૧૧ નેપાળ ભૂટાન.

ખટમંડુ—તે રાજધાનીનું શેહેર છે.તેમાં મહારાજાધિરાજ રેહેછે. ને પ્રધાન તેની વતી રાજ ચલાવે છે તે પ્રધાનને મહારાજ કહેછે તેમાં બુધનાં દેવળ ઘણાં છે. તેની પાસે શંભુનાથ નામે બુધનું પ્રખ્યાત દેવળ છે. ગુરખા. ગોરખાના મુલકનુ મુખ્ય શેહેર છે ને તે ખટમંડુથી ૫૩ મૈલને છેટે છે. ત્યાંથી પૂર્વ તરફ જતાં જનકપુર છે તે અસલથી મીથીલીના રાજાની રાજધાની હતી સીતાનો બાપ જનક ત્યાં રાજ કરતો હતો.

તાસુહુદન—એ ગોદાડા નદી ઉપરછે. તેમાં રાજા રહે છે. જુનાખાં ધર્માચાર્ય. એટલે લામા અથવા. ધર્મ રાજા રહે છે.

સમાપ્ત.

# અગત્યની જાહેરખબર.

## કમીશનની સારી તક.

અંકેક નકલ ખરીદી ખાત્રી કરી વધારે પછીથી લ્યો !!

નીચે જણેલ ચોપડીયો નકશા વગેરે અમારી પાસેથી રોકડી કિંમતે સારા કમીશનથી મળશે કમીશનને માટે પત્ર લખી કે રૂબરૂ મળી બંદોબસ્ત ખરીદનારે કરવો.

૦–૩–૦ હિંદુસ્તાનની ભૂગોળવિદ્યા, આવૃતી બીજી ચોથા ધોરણના વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગી.

૦–૨–૦ મુંબઈ ઈલાકની ભૂગોળવિદ્યા.

૦–૧–૦ કોષ્ટકાવળી તથા વંશાવળી.

૦–૧–૦ કાઠિયાવાડની ભૂગોળવિદ્યા.

૦–૦–૯ મુંબઈ ઈલાકા તથા હિંદુસ્તાનના નકશા પાંચમા તથા છઠા ધોરણવાળાને જોઈ જોઈ ચીતરવાના ઉપયોગમાં આવે તેવા, સ્કેલ પ્રમાણે સ્કેલ ચીતરવાને સુગમ પડે તેવા છે.

દેવશંકર લક્ષ્મીરામ દવે.

ઠે. દવેપામચ્યે. } વઢવાણ શેહેર.
તા. ૧–૪–૮૯

